



# માનસ તરંગાવલી.

દોહરો

મનડું ભાવે ઊછળી, અંતર જે પ્રગટાય;
રંગ તરંગો હૃદયના, તે ગ્રંથે ઊભરાય.



લેખક—ચત્રભુજ ભગવાનજી મોદી.

શ્રુ ધા ચાતુર્વિદ્ય મોઢ જ્ઞાતિનાં બાળકોને વિદ્યાદાનમાં
અર્પણ કરાએલી

# માનસ તરંગાવલી.


લેખક અને પ્રકાશક.

ચત્રભુજ ભગવાનજી મોદી.

ઠે૦ ચોકમાં, ગોંદીયા.



મુદ્રક.

પ્રભાશંકર જયશંકર પાઠક.

પુરંદર કંપની પ્રીન્ટીંગ પ્રેસ, ૩ ઠાકુરદ્વાર, મુંબઇ-૨.





પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૭. પ્રત ૫૦૦.

મૂલ્ય આના છ; પોસ્ટેજ જુદું.

# પ્રથમાવૃત્તિ પરત્વે બે બોલ.

પ્રસંગોપાત ઉદ્દભવેલા મારા પ્રારંભિક વિચારોના આ પ્રથમ પ્રયાસને પરમાત્મ સ્વરૂપની પરમ કૃપાથી આ તરંગાવલીના રૂપમાં પ્રકટ કરવા ભાગ્યશાળી થયોછું જે બદલ તે સર્વશક્તિમાન પ્રભુનો પરમ આભાર માનુંછું.

કાવ્યોના આ ન્હાનકડા સમૂહમાં અનેક સ્થળે રસક્ષતિ હશે, પીંગળના નિયમોનો ભંગ થયો હશે. તથા માધુર્યની ઉણપ પણ હશે તથાપિ તે માત્ર હૃદયના ઉભરા છે એમ જ સ્વીકારી લઇ અપૂર્ણતા બદલ વાચકવર્ગની ક્ષમા યાચું છું. તે સાથે વાચકવર્ગને જે જે સુધારા વધારા સૂચવવા યોગ્ય જણાય તે નીચેને ઠેકાણે જણાવવા પ્રાર્થના છે: જેનો દ્વિતીયાવૃત્તિમાં તથા હવે પછી થનારા નવીન પ્રયાસમાં સાભાર સ્વીકાર થશે.

અત્ર જણાવવું અયોગ્ય નહીંજ ગણાય કે આ લઘુ પુસ્તકનું ત્રણ આવૃત્તિ સુધી ખર્ચ કાઢતાં બાકી રહેલું ઉત્પન્ન મોઢ માર્તણ્ડના અધિપતિ અને કાઠીયાવાડી ચાતુર્વિધ મોઢ જ્ઞાતિમંડળના સેક્રેટરી મારા સ્નેહી પ્રભાશંકર જયશંકર પાઠકની મારફત તેમની ચુંથા ચાતુર્વિધ મોઢ જ્ઞાતિનાં બાળકોને વિદ્યાદાનમાં મદદ રૂપે આપવા મારી જીજ્ઞાસા છે. મતલબકે આ પ્રયાસ દ્રવ્ય પ્રાપ્તિ માટે નહીં પણ એક પરોપકારી સંસ્થાને મદદ માટે હોવાથી દરેક વાચક વર્ગ તરફથી એને યોગ્ય ઉત્તેજન મળશે એવી પ્રાર્થના છે.

છેવટ મારા આ પ્રથમ પ્રયાસને સુસંસ્કૃત બનાવી સુધારો વધારો કરી વખતનો ભોગ આપી પ્રકટ કરવા મારા ઉપરોક્ત મિત્રવર્યે જે શ્રમ લીધો છે તે બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવો યોગ્ય ધારૂંછું.

ગોંદીયા
તા. ૨૭-૪-૨૧

લી૦ સેવક
ચત્રભુજ ભ. મોદી.




जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी

સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ પૂજ્યપાદ
**માતુશ્રીની પવિત્ર સેવામાં.**

બાલ્યાવસ્થામાં જેની છાયામાં ઉછેરાયો, વિદ્યા જ્ઞાન
રૂપી ચક્ષુના પ્રથમ સંસ્કાર પ્રાપ્ત થયા, માનસિક
શક્તિઓ વિકસી, અને હૃદયાબ્ધિમાં અનુભવ
તરંગાવલી ઉદ્ભવી, તેના પ્રથમ પ્રયાસ
રૂપ આ મારા કાલાઘેલા વિચારોનો
સમૂહ હે જનની! ત્હારા સ્વર્ગ-
સ્થ પવિત્ર આત્માનેજ
અર્પણ કરી
કૃતકૃત્ય
થાઉં
છું.

ગોંદીયા }
સી. પી. }

ત્હારો અજ્ઞાન બાળક.
**ચત્રભુજ.**

# અનુક્રમણિકા.

# માનસ તરંગાવલી.

## પ્રભુ પ્રાર્થના.

### પ્રભાતિયું.

સર્વ બ્રહ્માંડમાં એક તું એક છે,
વિશ્વમાં સર્વનાં દુઃખ કાપે;
નામ ત્હારૂં લઉં હૃદય હર્ષે ઝુલે,
કાર્ય સિદ્ધિ બને તું પ્રતાપે.

તું રહે ધર્મમાં, સત્યમાં હોય તું,
ત્રિવિધનાં તાપ તું સર્વ કાપે;
હૃદયમાં હર પળે નામ ત્હારૂં લઉં,
હર જગે હર ઘડી સુખ આપે.

સકળ દુઃખો હરે, પરમ શાન્તી કરે,
ચર અચર જગ બધું શિર્ષ નામે;
અણું અણું તુંજ છો, વિશ્વમાં તુંજ છો,
નિગમ નેતિ કહીને પુકારે.

## શીખામણ.

### દોહરા.

વ્હેલાં ઉઠીને પ્રથમ, લેવું હરિનું નામ,
વિશ્વ પિતાનું પ્રેમથી, મધુરૂં કરવું ગાન.

જગન્નિયંતાનું સદા, અંતર ધારો ધ્યાન,
નિશદિન નીતિ પાળવી, કરજો સાચું ધ્યાન.

આસપાસ આકાશ ને, પૃથ્વી ને પાતાળ,
પ્રભુની લીલા એ બધી, વિધ વિધ દિલમાં ધાર.

રાખો અંતર નિર્મળું, દુઃખ ન ધરો લગાર,
રાચો રહિ સંપે સદા, તો પ્રભુ સાહાય્ય થનાર.

આ કાયા ત્યાગ્યા પછી, લક્ષ થશે અવતાર;
કરણી સમ જગ જન્મવું, એવી છે ઘટમાળ.

જગન્નિયંતા મન વિષે, ગણે કંઇ ના ભેદ,
રંક ભલે હો રાય કે, તેને મન છે એક.

માટે માનવ બંધુઓ, કરજો સારાં કર્મ.
પ્રાણ જતાં એ દિલ થકી, છોડો નહીં સદ્ધર્મ.

જગમાં જન્મીને તમે, ધરજો રૂડી રીત,
ઉન્નત સ્થિતિ પામવા, ગ્રહજો આ શુભ શીખ.



## ઇશ સ્તુતિ.

### મહીદીપની ચાલ.

હે પ્રભુ ! નમું નમું હું. નીશદિન હું તને,
 તું દયાળુ દેવ છો. તું દુઃખ સર્વ કાપજે હે.

તાત તું ગણાય છે, તું જ્ઞાન ખુબ આપજે,
 સત્યના પ્રકાશમાં, સ્વતંત્ર તુંજ રાખજે-હે.

બનીને બેહાલ ખાડમાં પડ્યા છીએ અમે,
 શુદ્ધ બુદ્ધ્ય આપજે, તું દુઃખ સર્વ કાપજે-હે;

નાત જાતમાં સદા, તું સંપ શુભ સ્થાપજે,
 પ્રેમ જન્મ ભૂમિનો, તું ખુબ અમર સ્થાપજે-હે

જ્ઞાન ધ્યાન ને કળા, તું નિત્ય નિત્ય આપજે,
પ્રેમ ભક્તિ સર્વદા, તું ઇશ ઉર સ્થાપજે—હે

## વિભો ત્હને હું નવ ભૂલું ક્યારે.

ઇંદ્રવજ્રા.

ભમંડળે ત્હેં અવતાર દીધો,
પાળી સુરક્ષી ઉપકાર કીધો;
ભાવે ભણાવ્યો બહુ વિધ જ્યારે,
વિભો ! ત્હને હું નવ ભૂલું ક્યારે.

લક્ષ્મી દઇ ત્હેં ઉપકારી કીધો,
વિવિધ કષ્ટોથી બચાવી લીધો;
આપ્યાં અનેરાં સુખ સર્વ જ્યારે,
વિભો ! ત્હને હું નવ ભૂલું ક્યારે.

તું દુઃખ ટાળે, સુખ સર્વ આપે,
ત્હારી પ્રભુ એ ઘટમાળ ચાલે;
બ્રહ્માંડ આવાં સરજ્યાં ઘણાં ત્હેં,
વિભો ! ત્હને હું નવ ભૂલું ક્યારે,

કેવી રચી ત્હેં જગ માંહી લીલા?
તે ના પિછાને જન જેહ ઘેલાં;
કરી કળાઓ અગણિત ભારે,
વિભો ! ત્હને હું નવ ભૂલું ક્યારે.

ગોવિન્દ ત્હારા ગુણ ગાન ગાઉં,
ને ગાન રૂપીજ પ્રસાદ ખાઉં;
તમે મને ના પડજો વિસારે,
વિભો ! ત્હને હું નવ ભૂલું ક્યારે.

## પશ્ચાત્તાપ.

## સંગીત.

ભૂલ્યો ભૂલ્યો હું સાર સંસારનો રે,
ખુલ્યો ખુલ્યો સહુ ભ્રમ મુજ સામટો રે.—ભૂ.

નથી લીધું મ્હેં નામ ત્હારૂં હજી રે,
હૃદય મંદીરેથી મેલ સર્વે ત્યજી રે.—ભૂ.

રચ્યો મચ્યો રહ્યો હું રસ રંગમાં રે,
ઝર્યો રણકો ન તુજ મુજ અંગમાં રે.—ભૂ.

પ્રભુ ત્હારી પ્રતીતિ કદિ નવ કરી રે,
ભીંત ભૂલ્યો હું મૂઢ મતિ માચ્યરી રે.—ભૂ.



## સદાચરણ.

## ગઝલ.

અહા! અલમસ્ત મસ્તાની,
    પ્રભુનાં નામ પર થઇએ;
નીતિ ઉરમાં સદા ધરીએ,
    સદાચરણી સદા રહીએ.

પીવો છે જ્ઞાનનો પ્યાલો,
    પછી તો ઝેર કાં પીઇએ?
અકળ જ્ઞાની બનીને રે,
    સદાચરણી સદા રહીએ.

અનીતિ વિષમય સહેજે,
સદા ઉરમાં ઉતારીને;
અરે! અટકાવવા તેને,
સદાચરણી સદા રહીએ.

દયાને દીલમાં ધારી,
પ્રભુનું ધ્યાન સ્વીકારી;
હૃદય નિર્મળ બનાવીને,
સદાચરણી સદા રહીએ.

મુસાફર માનવી ત્હારે,
મઝલ મ્હોટી થવાની છે;
લઇ લે ખંતથી ભાતું,
સદાચરણી સદા રહીએ.

ન જાણ્યું કે જવું કયારે,
પ્રભુના નેક દરબારે;
જુબાની આપવા સાચી,
સદાચરણી સદા રહીએ.



## પ્રેમનાં સરોવર.



### હરિગીત.

છે પ્રેમ વિભુની ઉપરે,
જે વિશ્વની રક્ષા કરે;
છે પ્રેમ માત પિતા તણો,
જે જન્મ દઈ મ્હોટા કરે.

વળી પ્રેમ પ્રેમી પત્નીનો,
  વ્હાલા અનેરા જ્યાંહી છે,
સર્વે સરોવર પ્રેમનાં,
  એ પ્રેમથી છલકાય છે.

નિઃસ્વાર્થ પ્રેમ ખરેખરો
  જે ભ્રાત ભગિની પર ધરે,
સ્નેહી સગાંઓ ને કુટંબી,
  પ્રેમ રૂડો આચરે.

વિશુદ્ધ સાચો પ્રેમ તે તો
  મિત્રનો સમજાય છે;
સર્વે સરોવર પ્રેમનાં,
  તે પ્રેમથી છલકાય છે.

વળી પ્રેમ રૂડો પુત્રનો,
  પિતાની આજ્ઞાધીન જે;
નિર્દોષ બાળકનો અનેરો,
  પ્રેમ મીઠો છે ખરે !

બાંધવ તણો દૃઢ પ્રેમ જે,
  સંકટ સમે સમજાય છે,
સર્વે સરોવર પ્રેમનાં,
  તે પ્રેમથી છલકાય છે.

ગુરૂ શિષ્યનો છે પ્રેમ તે,
  અજ્ઞાનથી આઘો રહે,
રાજા પ્રજાનો પ્રેમ તે,
  નિજ દેશનો ઉદય કરે;

વળી પ્રેમ શુદ્ધ સ્વદેશનો
જહીં આત્મભોગ અપાય છે.
સર્વે સરોવર પ્રેમનાં
તે પ્રેમથી છલકાય છે.

પશુ પક્ષી મહિં છે પ્રેમ,
પ્રીતિ પંથમાં તે વિચરતાં;
જડ ચીજમાં છે પ્રેમ જે,
ભાવે પરસ્પર ભેટતાં.

જ્યાં જ્યાં નજર મ્હારી ફરે,
ત્યાં પ્રેમ સઘળે છે ખરે;
સર્વે સરોવર પ્રેમનાં
એ પ્રેમથી ઉભરાંય છે.



## બચપણ.

—:૦:—

### સવૈયા.

બાલપણે બહુ મસ્ત બની,
દરકાર વિનાં ફરતાં હરતાં;
ખેલ અનેક મહીં મશગુલ
રહી દિન રેણુ સુખે રમતાં.

રતિ ભાર સ્પૃહા નહીં કોઈ તણી,
દુઃખડાં દિલમાં કદિ ના ધરતાં;
પ્રભુનાં પ્રિય બાળક મંગળ એ
વયમાં પ્રભુની બહુ પાસ હતાં.



## જનની વાત્સલ્ય.

### ગઝલ.

માતા ગઇ છે મ્હારી, ઝખ્મી ઝીગર થયું છે;
દુઃખ હોય દીલે ભારી, સુખ ના લખ્યું લલાટે!

કમ ભાગ્ય આ જીવનને, જોયું અહા અહા મેં;
ન્હાની વયેથી મ્હારે, સુખ ના લખ્યું લલાટે!

લાડે ઉછેરીઓતો, બહુ આશ મોટી રાખી;
આશા ફળી કંઇ ના, સુખ ના લખ્યું લલાટે!

શાણી સુશીલ બહુ તું, રૂડી સુશીખ દે'તી;
તેનાં રૂડાં વચનનું, સુખ ના લખ્યું લલાટે!

બાગે ઉગાડયો રૂડો, ગુલાબ કેરો રોપો;
મીઠી સુગંધ લેવા, સુખ ના લખ્યું લલાટે!

આભારનો હું બદલો, દેઈ શકું કદી ના;
થોડો ઘણોજ દેવા, સુખ ના લખ્યું લલાટે!

મિષ્ટાન માલ મેવા, બહુ આપતીજ ખાવા;
ત્હારી સુભાશિષોનું, સુખ ના લખ્યું લલાટે!

## ત્હારા વિના.

### સોરઠી ગઝલ.

કયમ દિન ગાળું તું વિના,
દિલ ખુશ ના ત્હારા વિના!

વિયોગથી પીડાઉં છું,
દિલ ના રીઝે ત્હારા વિના!

અત્તર સુગંધી તેલને,
 હું શું કરૂં ત્હારા વિના !
ગુલાબ કે બટ મોગરા,
 સુગંધ પણ ત્હારા વિનાં !
પ્રીયે પરિમળ પ્રેમનું,
 અંતર મહિં ઉછળે બહુ;
ઉમંગ અંતર ખળભળે,
 ક્યાં અર્પવો ત્હારા વિના !

નેત્રો સમી મૂર્તિ સદા,
 છાયા રૂપે દેખા કરે;
મેળાપ ત્હારો પામવા,
 ક્યાં ક્યાં ભમું ત્હારા વિના !

મીઠાં જમું અમૃત ભલે,
 મેવા મળે મીઠા બહુ;
એ સ્વાદમાં કટુતા ભરી,
 દિસતી પ્રિયે ત્હારા વિના !

સુંદર મનોહર બાગની,
 મીઠી હવા મ્હેકે બહુ;
એ મ્હેકમાં આજે દીસે,
 મૃદુ ઉષ્ણતા ત્હારા વિના !

વૈભવ ભલે આવી મળો,
 તેને ભલા હું શું કરૂં ?
રગરગ ભમે છે શોકનો,
 ઝણકાર રે ત્હારા વિના !



## દીનતા.

પ્રસરે જગે તું દીનતા જ શાને ?
જેથી જનોને ભટકાવ રાને !
રે કારમી તું કરમે ભરાયે,
દેતી દુઃખો તોપણ ના ધરાયે !

તું નીચ ધંધા જનને કરાવે,
ગરજુ બનાવી ગરજે ભમાવે,
દુઃખી જનો તે દુઃખમાં પિડાયે,
દેતી દુઃખો તોપણ ના ધરાયે !

વસ્ત્રો વિનાના જગમાં ફરાવી,
ભુખો તણા તું ભડકા કરાવી,
ટાઢ ને તાપ થકી રીબાવે,
દેતી દુઃખો તોપણ ના ધરાયે !

ભિક્ષાટને તું બહુ ફેરવાવે,
મ્હાડા વનોમાં વળી તું ભમાવે,
સ્વપ્ને કદિ ના સુખ ત્હોય આપે,
દેતી દુઃખો તો પણ ના ધરાયે !



## આશા.

### હરીગીત.

આશા ! હું ત્હારા હોઝમાં,
નિત નિત રંગે ન્હાઉં છું;
દિલની બધી હું આશને,
અંતર થકી તો ગાઉં છું.

રે આશ તું નિર્દય દીસે,
  ત્હારો ઝપાટો ઓર છે!
ઝુકયા જો ત્હારી સંગમાં,
  તો તે પરે તુજ દોર છે!

ભરતી વળી કંઇ ઓટનાં,[2]
  કંઇ રંગ દેખાયા કરે;
પળ પળ મહિં ત્હારો ભલા,
  આકાર બદલાયા કરે!

રાજા મહારાજા સહુ;
  ત્હારૂં શરણુ સ્વીકારતાં
જો તું રિસાતી સંગ
  ત્હારાને તજી ધિક્કારતાં!

પ્રેમી તણાં પરિચારમાં,
  વિરોધતા તું નાખતી!
સ્નેહી તણા સંમેલને,
  કાતિલ તું શાને થતી?

રણયજ્ઞમાં ચડતા કંઇ,
  ત્હારે શરણુ આવી અરે!
આશા નિરાશામાં જતાં,
  હારી ભલા તું'થી ખસે!

પંડીત થવા વિદ્યા વિષે,
  ત્હારે શરણુ જાતા દીસે,
ના આપતી તું આશરો,
  તો અર્ધથી પાછા ફરે.

શા માટ માનવ આશને,
　　કાપે ભલા તું હર ઘડી ?
પળ પળ મહિં સટકી જતી,
　　તું શોધતાં એ ના જડી !

## નૂતન વર્ષાભિવંદન.

### મહિદીપની ચાલ.

નવીન વર્ષના પ્રભાતમાં હું ભાનુને નમું,
જગત્પતિ નમું નમું, હું માતૃભૂમિને નમું !
ભુલેની માફ માગતો, વડીલ પૂજ્યને નમું,
અધીરતા તણી ક્ષમા, ચહું લળી લળી નમું.
ગુન્હા કર્યા કંઇક મેં, ક્ષમાને માટ હું નમું.
તાત માત બ્હેન ભ્રાત, સ્નેહીઓને હું નમું.
સુધીર સુવિચાર શીલતાને માટ હું નમું.
પ્રેમ સ્નેહ ભાવ રાખવા સદા નમું નમું.
જન્મભૂમિ માતને અધિક ભાવથી નમું.
સુખ ને સ્વતંત્રતાની માટ ઇશને નમું.

## સતિ ધર્મ.

### હરીગીત.

ગૃહિણી સુશીલા પ્રેમમય
　　બાળા સરસ કુળવાન જે
ભરથારની ભામા થશે તે
　　સુખ અધિકાં પામશે.

જે વિશ્વમાં ભરથારની
ઇશ ભાવથી સેવા કરે,
એવી સુપત્ની ભાગ્યશાળી
કોઈ વિરલા પામશે.

સ્નેહને આધીન રે',
વળી નેનમાં હસતી રહે,
સંસારને સુખમય કરવા,
યત્ન આદરતી રહે.

નિજ નાથના અપરાધથી,
અંતર થકી અળગી રહે.
ઝુલે ઝુલાવે પ્રેમરંગે,
વૃક્ષ વેલી સમ રહે.

સુખ દુઃખમાં સરખી રહે,
સમવિષમ ના ઉર પર ધરે.
ના શોક કે વળી હર્ષ કેરા,
થોક અંતરમાં લહે.

મીઠા મધુરા શબ્દથી,
કોયલ સમીજ ટહૂકતી.
સ્વામીમય જીવન બનાવી,
સ્નેહથી એ જીવતી.

નિજ ધર્મને ના ચૂકતી,
સુખથી સદા રે' મલપતી,
સંસારના કચવાટને,
ના લેશ ઉર ઉતારતી.

દેવાંગના એ નાથને,
કીરતાર સમ સેવે સતી.
એવી અનુપમ દેવીઓથી,
ભરતભૂમિ ઓપતી.

## સરિતા તટ.

### તોટક.

સરિતા રસીલી જલપૂર ભરી,
ઉછરંગ ધરી ઉર ખૂબ વહે;
જન સ્નાન કરે તટ ઉપર ને
વનિતા યુથ સ્નેહ થકી વિચરે.

કંઇ પુષ્પ ખીલેલ દીસે મધુરાં;
ભમરા ગગણાટ અધિક કરે;
કંઇ મત્સ્ય મનોહર નાચ કરે,
જલ કુકલડી હળવે વિચરે.

મધુરૂં કંઈ ગાન ગભીર બહુ,
કરતી સરતી સરિતા નિરખી;
ઉપકારી અનુપમ શાંતિ ભર્યું,
નિજ જીવન અર્પણુ એ કરતી.

## પ્રભાકર.

### ગઝલ.

સકળ બ્રહ્માંડમાં ત્હારૂં,
દિવાકર તેજ વ્યાપે છે.
જગત અજ્ઞાનને સ્હેજે,
પ્રભાકરરાજ કાપે છે.

પ્રભાતે ઉગતાં સહુના,
હૃદયમાં તેજ વ્યાપે છે.
લુટારા ચોર ને લુચ્ચા,
બ્હીઇને દૂર ભાગે છે,

શિયાળે ઉષ્ણુતા ત્હારી,
જનોને સેજ ગમતી'તી.
તપી ગ્રીષ્મે તપાવી તન,
નમે તે સાંજરે જ્યોતિ.

તપે ભૂમંડળે ત્હારાં,
સુનેરી તેજમય કીર્ણો.
ગણી તે ઝાંઝવા પાણી,
ઠગાતાં જંગલે હરિણો.

વળી સંધ્યા સમે દીસે,
ભૂમંડળ ઘોર અંધારે.
જતું ઘેરાય, પણ આખર,
પ્રભાતે તે પ્રકાશે છે.



## ઉદ્યાન.

### હરિગીત.

સુંદર મનોહર બાગમાં,
પુષ્પો રૂડાં ખીલી રહે;
શી શીતળ છાયા માંહ્ય,
વાયુ લ્હેર લહરાયા કરે.

તાપે તપેલા હૃદયમાં,
એ શીત શીતળતા કરે.
રૂડી મધુરી બાગની,
સુગંધ દીલ ને ખુશ કરે.

ઘડીભર અહિં તહિં મ્હેકતી,
તે હૃદયને ગમતી હતી;
ને શું રૂપાળી ફૂલની,
ખુશબો મધુરી પ્રસરતી.

વળી તરૂવરો બહુ વીધનાં.
સુંદર સરોવર દીપતું.
જોતાં લીલા એ બાગની,
દિલ હર્ષમાં ડુબી જતું.

હરરોજ બાગે ફુલકળી,
ભોંયે સરી પ્રસરી જતી.
ને જન તણા પગની તળે.
ચગદાઇ ચુરા થઇ જતી.

જ્યાં ત્યાં જુવો તરૂવર પરે.
પંખી મધુરૂં ગાય છે.
ટહુકા મધુરા મોર કરતા,
હર્ષ હોઞે ન્હાય છે.

શું બાગ ઉપકારો કરે !
જન સર્વ લ્હાવો લેય તે.
લીલા બધી કીરતારની,
શાન્તી સદા અર્પ્યાં કરે.



# રાષ્ટ્રીય પ્રભાતિયું.

## આશાગોડી.

પ્રહર ચડયો ખ્યારા
ઉઠોની, પ્રહર ચડયો ખ્યારા—ટેક
દુઃખ દુર કરવા, આળસ તજજો,
આણો પ્રીતી પ્રભાત.—ઉઠોની.
ભારત પુત્રો પૂર્વજ કીર્તિ,
ઝાંખો દીસે ઉજાસ—ઉઠોની.
મુખ મંડળનું તેજ ગયું કયાં?
પાછો પામો પ્રકાશ—ઉઠોની.
પામ્યા આજે યુગ જો રૂડો,
કરજો કીર્તિ સમાસ—ઉઠોની.
રાખો નીતિ નિર્મળ નેત્રે,
લાવો ના કો રતાશ—ઉઠોની.
અંતર રાખો આત્મા બળમાં,
દુઃખે થશો ન હતાશ—ઉઠોની.
સુભ શત રૂડાં કાર્યો કરવા.
રાખો અડગ ઉલ્લાસ—ઉઠોની.
ભારત ભાનુ પુનઃ પ્રકાશે,
યાચો ઈશની પાસ—ઉઠોની.
દુઃખ સૌ ટાળો ભારતમાતા,
આશિષ દેશે એ ખાસ—ઉઠોની.
વંદન વંદન દેવી ભારત!
શાને દીસે હતાશ?—ઉઠોની.



# રોજીની ફીકર.

### ગઝલ.

સ્હવારે પાંચ વાગે સો
જનો નિદ્રા તજી ઉઠે;
પછી નિજ કાર્ય પરવારી,
ફીકર રોજી તણી કરતાં.

જનો જે નોકરી કરતાં,
જઇને હાજરી ભરતાં;
હંક્ષાલો શેર કાપડના,
ફીકર રોજી તણી કરતા.

મજુરો તો વસુ માટે,
અતિશે આથડી ફરતા;
મજુરી જો નથી મળતી,
ફીકર રોજી તણી કરતા.

મફતનો માલ ખાનારા,
નથી કંઇ કામ કરનારા;
ખરે ખીસ્સા થતાં ખાલી.
ફીકર રોજી તણી કરતા.

સહુની ઉપજીવીકા,
ખરી કલહારને માટે;
મહારી ને વળી નટડા,
ફીકર રોજી તણી કરતા.

પરસ્પર જે લ્હડાવીને,
ફરેછે પેટ ભરનારા,
નથી જો હાવ કો મળતો,
ફીકર રોજી તણી કરતા.

ખુશામતખોર આ ખલ્કે.
    ખુશામત સર્વની કરતા;
અગર દમડા નહીં મળતાં,
    ફીકર રોજી તણી કરતા.

ગરીબો દાનને માટે,
    જતાં ધનવાનને માળે;
નહીં ત્યાં પુરતું મળતાં,
    ફીકર રોજી તણી કરતાં.

નવા જે નાટકી લોકો,
    નવા ખેલો બનાવે છે;
છતાં જોવા ન જાએ કો,
    ફીકર રોજી તણી કરતા.

ન મળતું રોજ દરરોજે,
    ગરીબો ને વળી શેઠો;
વસુ કલદારને માટે,
    ફીકર રોજી તણી કરતાં.



## મજુરોનો પોકાર.



ગજલ.

અમે મેહનત અતિ કરતાં,
    તમો ધનવાન જન ત્યારે
અમારા પેટને પુરતું,
    તમે રે કાં નથી દેતા ?

ગધા વૈત્રું કરાવીને,
પુરી તકલીફ આપો છો;
છતાં લાખો ભર્યા છે તો,
અમોને કાં નથી દેતા?

અમોને કોષ કોદાળી,
દઇને દુર કાં રહોછો?
ખુશીથી દાન આપીને,
દુવા રે કાં નથી લેતા?

હથોડો હાથમાં દેતાં,
નથી દરકાર કંઇ કરતા;
વસુ આપી તમે પાપો,
ખુશીથી કાં નથી ધોતા?

વસુ માટે અમે મરીએ,
તમારૂં કાર્ય જો કરીએ;
તથાપી દુઃખનાં આંસુ,
અમારાં કાં નથી લ્હોતા?

મજુરી રાતદિન કરીએ,
છતાં ધમકી બતાવો છો:
દયા દિલ માંહી લાવીને,
દયાથી કાં નથી જોતા?

અરેરે! વાંક વીધિનો,
વળે ત્યાં દોષ કયાં દેઉં?
જગતના સૌ સખી લાલો!
ધર્મ ને કાં નથી ધરતા?



# અમારી ગાય માતા એ.

ગઝલ.

સદા અમૃત સમા દુધે,
બને છે ગાય ઉપકારી;
જગતની માત એ મોટી
અમારી ગાય માતા એ.

વળી ઘૃત ને દહિં કેવું,
મઝાનું આપતી માખણ !
મીઠા એ સ્વાદ દેનારી,
અમારી ગાય માતા એ.

અરે ! એ માતના દુધે,
સુધારાના વધારામાં;
સુખેથી ચાહ પીવાએ,
અમારી ગાય માતા એ.

બળદ છે ગાયથી પ્યારા,
રૂડી ખેતી કરાવે છે.
સુતો નિજ અર્પનારી છે,
અમારી ગાયમાતા એ.

નથી વાચા ન શિરજોરી,
નથી કંઇ આપતી દુઃખો;
દીઓ તે ખાય એવી છે,
અમારી ગાય માતા એ.

તથાપી દુષ્ટ જન એવા,
નથી એ માતને નમતા;
ક્ષમાના અંબુધિ જેવી,
અમારી ગાય માતા એ.

અરે ! એ પારસી હિંદુ !
    મુસલ્માનનો બીરાદર એ !
સદા પાળો પ્રીતે એવી,
    અમારી ગાય માતા એ.



## દેશના ભીખારીઓ.



### ગજલ.

નિહાળું દેશમાં ચોમેર,
    ભિખારી તો બહુ રજળે;
ઘેરે પણ આવતાં ટોળાં,
    જૂથે જૂથ થોકમાં મળીને.

ધુતારા સંત સાધુઓ,
    ફકીરો ઑલીયા એવા;
ઠગી જન ભોળવી ભોળાં,
    જટાધારી ફરે કેવા ?

બહુ વિધ દેશ ભિક્ષુકો.
    પુકારી ભીખને માગે;
અરેરે ! આવી ભિક્ષાનો,
    કુધારો કોઇ અટકાવે !

ભિખારી દેશના ઝાઝા,
    બનીને આળસુ ફરતા;
મળે જો માલ મસ્તાના,
    બનીને કામ ના કરતા !

મફતનો માલ જો આપો,
કહો મ્હેનત કરે શાને ?
પ્રથા એ દાનની બંધી,
કર્યા વિણુ તે નહિ માને.

ભરાયા જેહ ભારતમાં,
ભિખારી શોધી શોધીને;
લગાડી કામમાં ખન્તે,
સુકાર્યો સ્નેહથી થાએ.

ઉન્નત દેશને કરવા,
ન દેવું ઢોંગ જે ધરતા;
ભિખારી દેશના ઝાઝા,
ભિખારી દેશને કરતા.



## પ્રેમની સાંકળ.



### ગઝલ.

મળો સહુ પ્રેમનાં સંગી,
મધુરૂં પ્રેમ મીલન છે;
અહા એ પ્રેમ મીલનમાં,
સબળ સાંકળ સજાઈ છે.

નહિં બળ જોરથી છૂટે,
નહિં બળ જોરથી તૂટે;
જબર એ બેઉ બંધનથી,
સબળ સાંકળ સજાઇ છે.

નહિં એ ક્લેશથી ખૂલે,
નહિં કંઇ યત્નથી ડૂલે;
અડગ બેઉ પ્રવાહોમાં,
સબળ સાંકળ સજાઇ છે.

પરસ્પર પ્રેમ પ્યાલામાં,
ખરૂં અમૃત સમાયું છે;
સરસ એવી સગાઇની,
સબળ સાંકળ સજાઇ છે,

મધુરા પ્રેમના પ્યાલા,
ગણાયે સર્વથી ન્યારા.
અજાયબ પ્રેમ કડીઓની,
સબળ સાંકળ સજાઇ છે.



## કાં ?

ગઝલ.

કરે ના સત્યની પરવા,
અસત્યે જઈ ઠરે છે કાં ?
વચન મીઠાં વદી મૂખે,
કટુતા રે ધરે છે કાં ?

ત્યજીને દોર નીતિનો,
અનીતિમાં ચડે છે કાં ?
ભરોસો આપતો તેમાં,
દગલબાજી કરે છે કાં?

ત્યજીને શાંતિમય રીતિ,
હૃદય ક્રોધે ભરે છે કાં ?
ધરે ના ધર્મની પરવા,
અધર્મો આદરે છે કાં ?

સુટેવોની ત્યજી સોબત,
કુટેવોની કરે છે કાં ?
અમી નીજ આંખની ખોઈ,
કૃપણતા તું ધરે છે કાં ?



## મૂરખ મનાય છે.

### મનહર છંદ.

નીચ જન ધારે નીજ થકી સહુ નીચા થાય,
ખાય કે ન ખાવા આપે, મૂરખ મનાય છે.

રાજી રાજી રહેતાં જે, બીજા તણું દુઃખ જોઇ,
આપસમાં લડી મરે, મૂરખ મનાય છે.

અવરને અંતરથી બહુ નિંદવાને ધાય,
પોતા તણી પત ભૂલે, મૂરખ મનાય છે.

વિપત જે બીજા પર જોઇ જોઈ ખુશી થાય.
શુભ કોનું ઇચ્છે નહિં, મૂરખ મનાય છે.

દાનવીર દાન દીએ, દીલ જેનું બળી મરે,
કરે એવી અદેખાઈ, મૂરખ મનાય છે.

સદાવ્રત આપનારા, સદાવ્રત આપે જાય,
ખાલી ખાલી દ્વેશ કરે, મૂરખ મનાય છે.

ધરી દયા દીલ થકી, આશ્રમ સ્થપાય છે જ્યાં,
ડોળા ઘુરકાવે એમાં, મૂરખ મનાય છે.

પર દુઃખ ભાંગનારા, અવર ઉદ્ધાર કરે,
જેહુને એ રૂચે નહિં, મૂરખ મનાય છે.



## તો ગર્વ ત્હારો શું કરે ?



### સોરઠી ગઝલ.

રાવણ સમા રઝળી પડ્યા,
તો ગર્વ ત્હારો શું કરે ?
બકવાદ મીથ્યા શું કરે,
રે ગર્વ ખાલી શું કરે ?

અપવાદ લોકોને દીયે,
કીકી રૂડું જોતી નહિં;
રાણા મસાણે જઈ સુતા,
તો ગર્વ ત્હારો શું કરે ?

મહિલા મનોહર ભાળતાં,
કામાગ્નિથી ઝળતો રહે;
પ્રારબ્ધમાં ત્હારા નહિં,
તો ગર્વ મિથ્યા શું કરે ?

પરમાર્થી પ્રેમી જે જનો,
વિપત્ અવરની કાપતાં;
કરતો નહિં, કહેતો બહુ,
તો ગર્વ ખાલી શું કરે ?

સુંદર મનોહર મ્હેલ ને,
કંઇ કોટ કીલ્લા ઓપતા;
ખંડેર તે પણ થાય છે.
તો ગર્વ ત્હારો શું કરે ?

ધનના ભર્યા ભંડાર જે,
ના તાગ પામે કોઈ દી;
તે પણ કદિ ખાલી થતા,
તો ગર્વ મિથ્યા શું કરે ?

શાને છકેછે ગર્વમાં ?
ભુલો ભમે કાં ગર્વમાં ?
ટકતો ન માન્ધાતા તણો.
તો ગર્વ ત્હારો શું કરે ?



## પરહિત.

### હરીગીત.

નિજ સ્વાર્થની પરવા તજી,
જન પ્રેમ અંતરમાં ધરો;
ખટપટ તણા ખટરાગ સહુ,
પ્રિતે હૃદયથી પરહરો.

પરિહિત સાચવવા હૃદયથી,
દ્વેષને અળગો કરો;
પરમાર્થ આચરવા પ્રીતેથી,
દિલ પામરતા ત્યજો.

ધન ફૂળ વાડી બંગલાં,
ને વિદ્વતા શા કામનાં ?
પરહિત કારણુ જો કહિ,
આવ્યાં નહિં ઉપયોગમાં ?

પ્રાણી પશુ પંખી સહુ,
નિજ સ્વાર્થમાં મશગુલ છે;
પણ ધન્યવાદ ઘટે જ છે
પરહિત જેનું રટણુ છે.



## દ્વેષ તેમાં શું કરે ?

### હરીગીત.

નિજ કાર્યમાં સરસ્યો રહી,
જે દેશનું રૂડું કરે;
સુયત્ન રૂડા આદરે,
કો દ્વેષ તેમાં શું કરે ?

શુભ ના થતું તુંથી કદા,
આડંબરો ખોટા કરે;
શુભ કાર્ય બીજો જન કરે,
તો દ્વેષ તેમાં શું કરે ?

વિદ્યા મહિં સંપૂર્ણ છે,
ના ખર્ચતો જન હિતમાં;
જો અવર ખર્ચે તો ભલા,
તું દ્વેષ તેમાં શું કરે ?

ના કોદિ કોનું દુઃખ હર્યું,
    નિજ સુખમાં મસ્તી કરે;
પરમાર્થ કો કરતા કદિ,
    તો દ્વેષ તેમાં શું કરે ?

જો દ્રવ્ય છે તો અર્પવાને,
    કાં તું અચકાયા કરે ?
વા જો અવર આપે ભલા,
    તો દ્વેષ તેમાં શું કરે ?

ના દાન દેતો કોઈને,
    વૈભવ ભલા શું કામનો ?
તુંથી ગરીબો દાન દે,
    તો દ્વેષ તેમાં શું કરે ?

માયાવી આ જંજાળમાં,
    તું મોહ ખોટો શું ધરે ?
તું દે, અગર દેનારનો,
    તું દ્વેષ ખોટો શું કરે ?



## તફાવત છેક ન્યારો છે.

### ગઝલ.

અમે વેરાનના વાસી,
    તમે છો ગ્રામ નિવાસી;
તમારા ને અમારામાં,
    તફાવત છેક ન્યારો છે !

ત્હમે છો મ્હેલના વાસી,
અમારે ઝુંપડી ખાસી;
અમારાથી અમીરીમાં,
તફાવત છેક ન્યારો છે.

નથી દેવું. નથી લેવું,
ન કોનું કાંઇ પણ ર્‌હેવું:
અમોથી વેશધારીમાં,
તફાવત છેક ન્યારો છે.

તમારે દ્રવ્યના જાપો,
અમારે ઈશના જાપો;
પ્રથમ એ બેઉ પંથોમાં,
તફાવત છેક ન્યારો છે.

અમારી રાહ સાચીમાં,
તમારી ચાહ જુદી છે,
અનીતિ છાપવાળામાં,
તફાવત છેક ન્યારો છે.

શરીરે ચોળતાં ભૂકી,
વિભૂતિ ભસ્મ લેપનની.
ખરા ખોટા જ યોગીમાં,
તફાવત છેક ન્યારો છે;

તમે સંસાર ધારી છો,
અમારે ને તમારે શું ?
ફકીરી ને અમીરીમાં,
તફાવત છેક ન્યારો છે.

# અનીતિ આદરે છે કાં ?

ગઝલ.

સદા સંસારમાં સાચો,
    સજે જે સંગ નીતિનો,
ઉરે ઉભરાય છે નીતિ,
    અનીતિ આદરે છે કાં ?

સફર આ સાગરે કરતાં,
    નીતિના નાવમાં બેસી;
ત્યજીને તે રૂડી નૌકા,
    અનીતિ આદરે છે કાં ?

સુવિચારે સુકાર્યેથી,
    સુધર્મે જે સજાએલી;
ભલી નીતિ ત્યજીને તે,
    અનીતિ આદરે છે કાં ?

સુવિદ્યામાં રહેલી જે,
    સુભાષામાં રહેલી જે;
નીતિ એવી ત્યજીને તું
    અનીતિ આદરે છે કાં ?

નીતિ માટે અમે મરીએ,
    નીતિનાં કામ સૌ કરીએ;
રૂડા એ ધ્યેયને છોડી,
    અનીતિ આદરે છે કાં ?

# સ્વાર્થના સાથી.

### હરીગીત.

ના દેહનું સાધ્યું કંઈ,
    શુભ દેશનું પણ ના કર્યું;
ના ન્યાતનું સાધ્યું રૂડું,
    એ સ્વાર્થના સાથી ખરે.

નિજ સ્વાર્થની ઘટમાળને,
    કુવિચારથી ફેર્યા કરે;
પરહિત ના અંતર ધરે,
    એ સ્વાર્થના સાથી ખરે.

ધનનો ધરીને ગર્વ જે,
    બહુ રંકને રીબ્યા કરે;
પદવિ તણા ગર્વીષ્ઠ તે,
    સૌ સ્વાર્થના સાથી ખરે.

દિન રાત જેણે દીનને,
    દમવા ઉરે ચાહ્યા કર્યું;
શ્રીમંત એવા નિચ કર્મે,
    સ્વાર્થના સાથી ઠરે.

લાખો ભર્યા ભંડારમાં,
    જેનું જતન સાધ્યા કર્યું;
આપ્યું નહિં કંઈ રંકને,
    એ સ્વાર્થના સાથી ખરે:

## શાંતીના ઉપચાર.

### હરીગીત.

તપતી ભુમિ રવિ કિરણથી,
બહુ ઉષ્ણતા ધરતી રહે;
રજની થતાં તે ચંદ્ર,
શીતળતા થકી શાન્તી કરે.

અગ્નિ મહિં હોમાય ઘી,
અગ્નિ વધુ વધતો રહે;
છાંટો જરા જળમાં પડે,
તે અગ્નિની શાન્તી કરે.

વળી દેહમાં કંઈ દર્દથી,
વ્યાધી સદા વળગી રહે;
તે આપથી ઉપચારથી,
સહુ દર્દની શાન્તી કરે.

ત્યમ ક્રોધનાં કટુ વચન તે,
રગરગ મહિં પ્રસરી રહે;
પણ ત્યાં વહેલાં બોધવચનો,
ઉરમાં શાન્તી કરે.



## કરણી તેવી પાર ઉતરણી.

### સવૈયા.

દેહ થકી જીવ છુટે જ્યારે,
ત્યારે શું લેવું દેવું ?
હીરા માણેક મોતી ઝવેરા,
મુકીને જાવાનું છે.

હાથ એકથી આપેલું તે,
બીજેથી લેવાનું છે;
પુણ્ય કર્યું પરમાથ કાજે,
તે સાથે પળવાનું છે.

ઇશ્વરમાં મન રાખી,
કુડી માયાથી ડરવાનું છે;
સત્ય કર્મના રાહે સારા,
સ્વર્ગે સંચરવાનું છે.

બુરૂં કરતાં બદી લઇ,
બેહાલ બની ભમવાનું છે;
જેણે હરીને હેતે ભજીયા,
તે સ્વર્ગે પળવાનું છે.

માયામાં લપટેલા ચિત્ત,
મમતામાં મરવાનું છે:
સગાં સબંધી ભાઈ ભ્રાત ને,
સ્ત્રીથી દૂર થવાનું છે.

ઉંડા અપરાધો કરનારા!
અપજશમાં રગડાવું છે;
લાખેણું જીવન ગુમાવી,
અંતે તો મરવાનું છે.

માયા પથ્થર કોટે બાંધ્યો,
તેણે ના તરવાનું છે;
મલક તણા સહુ ખેલ ત્યજીને,
પ્રભુની પાસ જવાનું છે.

કાયા કંચન સરખી કેરો,
મોહ ત્યજી તરવાનું છે;
ભસ્મ થઈ ઉડી જાવાની,
ના તે સાથ જવાની છે.

માટે મમતા મોહ ત્યજીને,
રામ રટણુ કરવાનું છે;
ખોટી બાજી ખેલી અંતે,
કરણી સાથ જવાનું છે.



# મોહની મુર્તિ.

ગજલ.

અહા ! આકર્ષણે કેવાં,
બધાનાં દીલ મોહે છે !
વિપથમાં ખેંચનારી એ,
અજબ મૂર્તિ બનાવી છે !

ભરેલી માંસથી ચર્મે,
મઢેલી પૂતળી કુડી;
અહા ! વિષયાંધને દિલ તે,
દિસે છે રૂડી રૂપાળી.

સફેદી દેહની ખીલી,
ગુલાબી ગાલથી દીપી;
ફસાય મૂર્ખ જન જેથી,
ખરી તે મોહની મૂર્તિ.

વિનાશી પ્રેમ તેનામાં,
　　ચળેલા ચિત્તના અર્પે.
ફસાઇ ફંદમાં ખૂએ,
　　સુકૃત્યો ધર્મ ને પુણ્યે.

લડાવે ભાઇ ભાંડુમાં,
　　સગાં સંબંધી સ્નેહીમાં.
ત્યજાવે માત પિતાને,
　　અહા ! એ મોહની મૂર્તિ !



## હવે શું યાદ લાવે છે?

ગઝલ.

જગતમાં જન્મ પામીને,
　　કર્યાં સત્કર્મ ત્હેં શાં શાં
ત્યજી વિચાર તેના તું,
　　હવે શું યાદ લાવે છે ?

મઝા તે માનીને મોહ,
　　કુકર્મો ત્હેં કર્યાં કુડાં;
વ્યભિચારે કરી મસ્તી.
　　હવે શું યાદ લાવે છે ?

ગરીબોને ફસાવીને,
　　અધર્મો ત્હેં કર્યાં કંઇ કંઇ;
ગુમાવી હાથથી બાજી,
　　હવે શું યાદ લાવે છે ?

# સંસારમાં શું સાર છે ?

૧

## હરીગીત.

વિશ્વે વસી કીરતારની,
ભક્તિ ન ભાવેથી કરી:
ઝણુકાર વીણા સત્યનો,
ઉરમાં ધરી રાચ્યો નહીં.

વિષયી ને સ્વાર્થી બની,
સંસારમાં સરસા રહે;
એવા નરાધમને અહીં,
સંસારમાં શું સાર છે ?

નિજ ધર્મની રીતિ રૂડી,
ભાવે તજી દેનારને;
સત્સંગ છોડી દંભનો,
જેને અતિશે પ્યાર છે;

નિજ આત્મના કલ્યાણ માટે,
ધર્મ કંઇ ના જે કરે;
એવા નરાધમને અહીં,
સંસારમાં શું સાર છે ?

આ! વિશ્વની અકળીત લીલા
માં જનો ભરમાય છે;
સંસારના ખટરાગમાં,
ખાલી જીવન કરમાય છે;

વ્યાધિ નવી શિર વ્હોરવી.
એવીજ જેને ટેવ છે;
એવા નરાધમને અહીં,
સંસારમાં શું સાર છે?



## સંસારમાં શું સાર છે?

૨

### હરીગીત.

રોગી બહુ ભોગી વળી,
વિધ વિધના લોકો વસે,
વિણ ગર્થ દુઃખથી રાત દિન,
તે લોક હીજરાયા કરે.

એવી ગરીબી કારમી,
કટુ કષ્ટની દેનાર છે;
એવા ભરેલા કષ્ટમય,
સંસારમાં શું સાર છે?

સ્નેહી સગાં પળ એકમાં,
મૃત્યુ તણા મુખમાં પડે;
હૃદય દગ્ધ બની દુઃખેથી.
શોક અશ્રુ ખેરવે.

ફાંસી દઈ હાંસી કરે,
તે જીવન કડવાં ઝેર છે;
કટુતા ભરેલા એહવા,
સંસારમાં શું સાર છે?

પરમાત્મના નિયમક્રમે,
ઘટમાળ સૌ ચાલ્યા કરે;
સુખ વા ઘડીભર દુઃખથી,
અંતર બહુ દ્રવતું રહે.

આવરણ આવે અનેરાં,
બાજી પણ બદલાય છે;
તેથી કહું છું સત્ય કે,
સંસારમાં શું સાર છે?



## સંસારમાં શું સાર છે?



૩

### હરીગીત.

રે અવનવા રોગો મહિં,
લોકો બહુ પીડાય છે;
દારિદ્રયતા કરમે ભરી,
વિપત્તિમાં કચડાય છે.

રાચ્યા રહે સુખ માનીને,
કયાં સુખનો આભાસ છે!
કષ્ટે પુકારે ઇશ એ,
સંસારમાં શું સાર છે?

વળી આદરે સંગ્રામ રાજા,
　　જ્યાં જનો છેદાય છે;
લાખો રણે રોળાય છે,
　　ને મસ્તકો ભેદાય છે.

એવી ખુનામરકી થકી,
　　હલકો ભૂમિનો ભાર છે,
આત્મા તથાપિ ઉચ્ચરે,
　　સંસારમાં શું સાર છે ?

માયા રૂપી સંસારમાં,
　　જન હર્ષ ઘેલાં કાં બનો ?
ક્ષણ એકમાં માયા મુકી,
　　આઘા ખસી જાશે જનો.

જેને સગા સમજો તમે,
　　તે સ્વાર્થનાં સાથી ખરે !
જાવું ત્યજી ક્ષણ એકમાં:
　　સંસારમાં શું સાર છે ?



## સંસારમાં શું સાર છે ?

૪

### હરિગીત.

ચોરી લબાડી વિષય ને,
　　વ્યાધિ સદા વળગી રહે,
આધિ અને ઉપાધિથી,
　　હૃદયું સદા સળગી રહે.

વૈભવ અને રમણીયતા,
તનનીજ ખાક થનાર છે;
જાવું ત્યજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે!

સંસારમાં સુખ દુઃખ રૂપી,
ચક્ર બે ચાલ્યા કરે;
ચિરકાળ સમ સુખે સ્થળે કો
કોઇ ના મ્હાલ્યા કરે.

આદર્શમય જીવન વિના,
ક્યાં મોક્ષનો અધિકાર છે!
જાવું ત્યજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે!

માયા અને મમતા થકી,
જીવન સદા ભરપૂર છે;
કિરતારનાં આદેશનું,
જ્યાં ભાન ભૂલાયેજ છે.

ભટકયાં રહે સંસારમાં,
સ્રજનાર શું મળનાર છે!
જાવું તજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે!



# વાચકને વિનતિ.



## ગજલ.

જણાયે દોષ જો કાંઈ,
 ક્ષમા રૂપ તે ગણી લેજે;
જરાએ જો મળે લ્હેજત,
 સુખેથી તે લઇ લેજે.

મધુરાં કે કટુ વચનો,
 હૃદયના અંકુરો કહેજે;
પ્રથમ મમ યત્નને અંતર;
 મહિં તું સ્થાન તો દેજે.



# એક પંથ ને દો કાજ

## વાચન સાથે વિદ્યાદાન

### મોઢ બ્રહ્મબાળકોને મદદ કરવાની! ઉત્તમ ત...

આ લઘુ કાવ્યમાળાની ત્રણ આવૃતિ સુ... ઉત્પન્નમાંથી છપાઇનું થયેલું ખર્ચ બાદ ... બાકી રહેલી રકમનો ઉપયોગ મારાં સ્વજ્ઞા... બાળકોને વિદ્યાદાનમાં અર્પવા આ પુસ્તકના ... મારા સ્નેહી મોઢ વણિકબંધુ શ્રીયુત ચ... ભગવાનજી મોદીની શુભ વૃત્તિને સાભાર સ્વ... સુજ્ઞ વાચક વર્ગને આથી નમ્ર વિજ્ઞપ્તિ ... શુભાશયને ઉત્તેજન આપવા આ લઘુ પુસ્ત... બને તેમ વિશેષ નકલો ખરીદાય તેવો દરેક પ્રયત્ન કરવા કચાશ રાખશે નહીં. જે જે બંધુના હાથમાં આ નકલ જાય તે પોતપોતાના મિત્ર વર્ગમાં તથા સ્નેહી સંબંધીઓમાં તેનો બહોળો પ્રચાર કરવા પ્રયત્ન કરે તો સારા વાચનના લાભ સાથે એક પરોપકારી સંસ્થાને પણ મદદ આપી શકાય. લેખકનો શુભ આશય અને મારી પ્રાર્થના પ્રભુ પૂર્ણ કરે.

| | |
|---|---|
| આ પુસ્તક મળવાનું ઠેકાણું.<br>મોઢ માર્તણ્ડ કાર્યાલય.<br>મુંબઇ-૪. | પ્રભાશંકર જયશંકર પાઠક<br>સેક્રેટરી<br>કાઠીયાવાડી ચાતુર્વિંશ મોઢ જ્ઞાતિમંડળ,<br>મુંબઇ-૪. |